# જલિ.

પ્રયોજક અને પ્રકાશક,
**સીતારામ જે. શર્મા,**
મુ. કડી.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

અમદાવાદ
ાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઇ મંગળદાસે છાપી.
પાંચકુવા.

૧૯૭૧.] સર્વ હક સ્વાધીન. [સને ૧૯૧૫.

મૂલ્ય ચાર આના.

# અનુક્રમણિકા.

# પ્રસુનાંજલિ.

ભાઈ ! બ્હેનાં ! પધારો યૂથ મળી રે લોલ;
અર્પું સ્નેહે મધુર પ્રસુન-અંજલિ રે લોલ.

# જયભારતિ

જય જય જય, જય જય જય માત ભારતિ !
કવિજન મન વસતી દેવી,
વિશ્વ વ્યાપતી—જય જય૦

ધવલ હંસરાજ પૃષ્ટ માત શોભતી,
શ્વેત વસ્ત્ર, શ્વેત કુન્દમાળ ધારતી;
અખિલ જગતનું જડત્વ તું નિવારતી,

તુજને, ભજીને, નમીને,
માગું માત, હૃદય વ્યાપ, આપ શુભમતિ—જય જય૦

સુગ્રંથ હસ્ત ભક્ત ચિત્ત માત લોભતી,
કરાંગુલી વડે મધુર વીણા વગાડતી;
સમર્થ દેવી શારદે! તું બુદ્ધિ અર્પતી,

સ્નેહે, નેહે, દેહે,
શિશુ 'સીય' શીર હસ્ત સ્થાપ હે સરસ્વતી—જય જય૦

## દિવ્ય કેમ્પ.

અમ કેમ્પ આતો ભવ્ય છે,
અમ કેમ્પ આ અતિ દિવ્ય છે;
આવો અમારા કેમ્પમાં, શુચિજ્ઞાન લેવું હોયજો;
આવો અમારા કેમ્પમાં, ગુણવાન થાવું હોય તો.
અમ કેમ્પ આ !
દિવ્ય કેમ્પ આ !

(૨)

અમ કેમ્પ આ અતિ ભવ્ય છે;
અમ કેમ્પ આ તો દિવ્ય છે.

મંજુલ રવે ઝરણાં ઝરે, આ પાસ છે નિરખો ત્હમે;
પ્રલંબ એ ઝરણાં મહિં, એક દીન હતા વ્હેતા અમે.

નિરખો અમારો કેમ્પ આ,
છે હિરણ્યગર્ભનું સ્થાન જ્યહાં.

(૩)

કલરવ કરે છે હંસ આહિં,
પક્ષિ ઉડે છે અહિં તહીં;

એ હંસકેરા વૃંદમહિં, કલરવ અમે કીધા બહુ;
પક્ષિતણા ટોળામહિં, નભપથ વિષે વિચર્યા બહુ.

કેવો અમારો કેમ્પ છે?
હજુ તો અતિશય દિર્ઘ છે.

(૪)

અતિ હોંશથી આવો ત્હમો;
દેખાડશું પ્રીતે અમો.

પુનિત જળે ભરીયું સરોવર, ભવ્ય આ પ્રશસ્ત છે;
લલિત રાજીવ ખીલિ રહ્યાં, માર્તંડ કેરા રશ્મિએ.

મુદિત અલી ગુંજી રહ્યા,
પ્રણય મંત્ર જપી રહ્યા.

(૫)

આ કેમ્પમાં !

દિવ્ય કેમ્પમાં !

કેલિ કરંતા ભ્રમરના, ટોળા મહીં ગુંજ્યા અમે;
અર્વિંદ રૂપે અરૂણુનાં, કિર્ણો પ્રીતે પીધાં અમે.

સરવર રૂપે સુતા હતા;
શુકલેન્દુ અમિ પીતા હતા.

(૬)

પરભૃતિકાનો ટહુકડો;
નિર્ઘોષતો વિપિને ઊંડો.

વૃક્ષવિટપે થઈ વિહંગો, સ્વચ્છન્દથી વિહર્યા અમે;
ૠતુ રાજમાં સહકાર સાખે, પિક રૂપે ટહુકયા અમે.

મંજરિ યુથે મ્હાલતા,
અમિ ટહુકડા રેલાવતા.

(૭)

શુચિ કેમ્પમાં !

આ કેમ્પમાં !

આમ્રફળ રૂપે બની, તરૂની લતાએ ડોલતા;
મધુર ગુલાબરૂપે કદિ, કંટક વેલે ઝૂલતા.

વેલ્યો બન્યા,
વાડયો બન્યા.

(૮)

અમ કેમ્પમાં !
ભવ્ય કેમ્પમાં !

ગુંથાઈ ગ્રંથે પુષ્પની, પ્રભુની ગ્રીવામાં મ્હાલીઆ;
નિષ્ઠુરતણા હસ્તે ચ્હડી, વણો અમે છે ખૂબ સહ્યા.

રૂડા મળ્યા,
ભૂંડા મળ્યા.

( ૯ )

પ્રિય કેમ્પમાં !
દિવ્ય કેમ્પમાં !

વિભાવરી માંહિ અમે, ખદ્યોત થૈ ઉડતા હતા;
વેલિ રૂપે બની વૃક્ષને, વિંટાઇને રહેતા હતા.

પદ્મ રૂપે ખીલિયા,
પર્ણ રૂપે પ્રફુલ્લીયા.

( ૧૦ )

વનરાજ ત્યહાં છે ત્રાડતો,
નિજ રાજમાંહિ મ્હાલતો.

થૈ કેશરી રૂપે અમે, જંગલમહિં રઝળ્યા અતિ;
મૃગ, શ્વાન, ભૂંડ, શૃગાલમાં, કીધિ અમેતો છે સ્થિતિ.

પશુપક્ષિ રૂપે ઉદ્‌ભવિ,
લીલા અનેરી અનુભવી.

( ૧૧ )

મરાલ કેરૂં વૃંદ થૈ,
નિજ પ્રેમમાંહિ મસ્ત રહી.

વાનર કુદે છે આજુઓ! એમાં અમે કૂદયા હતા;
નાળાં, નદિ ને ઝાડ, પ્હાડે, ખૂબતો મ્હાલ્યા હતા.

સૌન્દર્ય શ્રૃષ્ટિનું બની,
સોન્દર્યતા અર્પી ઘણી.

( ૧૨ )

સન્ધ્યા અનેરી છે ખીલિ,
ઉદ્દધિ જળે અનેરડી.

સન્ધ્યા તણા એ રંગમાંહિં, રંગ રૂપે રેલતા;
બુદ્‌બુદ્ બનીને એકદા, સાગર તરંગે ખેલતા.

રાચ્યા અતિ,
નાચ્યા અતિ.

( ૧૩ )

આ શ્રૃષ્ટિમાં;
અમિ વૃષ્ટિમાં.

ગાયો બની, ભેંસો બની, જગને અમિ દુધડાં દીધાં;
પાણી બની, પત્થર બની, જગને અતિ સુખડાં દીધાં.

દુઃખડાં લીધાં,
સુખડાં દીધાં.

( ૧૪ )

ઉર્ધ્વ ગતિને પામિયા;
હજુ નવ અમો વિરામિયા.

માનવ કુંજેમાં, મનુજબાળો, થૈ અમે મસ્તાનને;
સૃષ્ટિતણા લૈ અનુભવો, હાવાં ગ્રહ્યું આ સ્થાન છે.

અમ કેમ્પ આ !
દિવ્ય કેમ્પ આ !

( ૧૫ )

રોગી બન્યા, ભોગી બન્યા;
રાગી બન્યા, ત્યાગી બન્યા.

અલમસ્ત થૈ મસ્તી કરી, મસ્તાન થૈ આ કેમ્પમાં;
હાવાં તજી દુનિઆ તણી ધાંધલ, ઠર્યા આ કેમ્પમાં.

શુચિ કેમ્પ આ !
દિવ્ય કેમ્પ આ !

( ૧૬ )

દર્દિ તણો વિશ્રામ છે,
દુઃખિયાં જનોનું ધામ છે.

દુનિઆ તણા દર્દિ જીવોના, શિષ્ય બનીઆ પ્રેમથી;
રડતાં શીખ્યાં ત્હેઓકને, આ ધામ ત્હેઓનું નકી.

વિશદ ઉડે નિશાન આ !
વિદગ્ધ કેરૂં સ્થાન આ !

( ૧૭ )

અતિ પ્રેમથી !
શુચિ સ્નેહથી !
અમ કેમ્પમાં રહી મસ્ત, થૈ અલમસ્ત અમે ફરીએ છીએ;
પ્રાચીન અમારા વડિલ કેરાં, ધ્યાન અહિં ધરીએ છીએ.
શુચિ પ્રણવનું !
અમિ પ્રેમનું !

( ૧૮ )

અમ વિનતી,
જગને અતિ.
વિક્ષેપતા કોઇને નથી, વિક્ષેપશો અમને નહિં;
અમ કેમ્પને વિક્ષેપનારાને, ક્ષમા કદિ છે નહિં.
એ વિનતી,
એ છે સ્તુતિ.

( ૧૯ )

અમ પંથ આ !
સુપંથ આ !
જે ઉર્ધ્વગતિનો માર્ગ છે, નથી પૂછતા કોઇને અમે;
અમ કેમ્પમાં દ્રષ્ટાંત સહુ, વ્યાપકરૂપે છે સહુ સ્થળે.
એ કેમ્પ આ !
દિવ્ય કેમ્પ આ !

( ૨૦ )

અભિવન્દતા !

સત્કારતા !

આવો સહુ મનુબાળ અહિં, અમ કુંજને પાવન કરો;
અમ કેમ્પની પ્રત્યેક કુંજે, પ્રફુલ્લીયા છે અનુભવો.

શિક્ષણુ તણું છે સ્થાન આ !
જન સર્વને વિશ્રામ આ !

## બંસીધરને !

જગતના ટેકરે રહીને, મધુરા સૂર આલાપી;
બજાવી બાંસુરી ત્હેં તો, અરે ઓ બાંસુરીવાળા !
મીનોઇ ગીતડાં ગાયો, ખુદાઇની દુવાઇનાં;
જહાંપર રહેમ લાવી તું, અરેઓ બાંસુરીવાળા !
ખુદાઇની ખરી એતો, બીયાબામાં ફરી લવતો;
અનલહક બાંગ પુકારી, અરે ઓ બાંસુરીવાળા !
શરાબે ઇશ્કના જામો, છીનાવીને દઇ ઢોળી;
સુધાનાં જામ પીવાડયાં, અરે ઓ બાંસુરીવાળા !
ખરાબે લાધતી કિશ્તી, બચાવી આવીને ત્હેં તો;
ખુદાથી ખુદ મીલાવીને, અરે ઓ બાંસુરીવાળા !
ગુંજાવર ત્હેં કીધો ગેબી, અયે આલમતણા નેતા !
ઊકેલી ત્હેં ઘણી ગુંજો, અરે ઓ બાંસુરીવાળા !
વનોની રમ્ય કુંજોમાં, અને આલમ તણી ગલીએ;
ખુદાના ઇલ્મ તું ટહુકયો, અરે ઓ બાંસુરીવાળા !

અયે પારથ તણા સાથી, જહાંના પારથી સાચા !
અમારો પારથી બનજે, અરે ઓ બાંસુરીવાળા !

## મનને !

ભજીલે મન તું સીતારામ!
સીતારામ, શ્રીપતિરામ,
ભજીલે દિલ તું સીતારામ,
ભજીલે મન તું સીતારામ!

દશરથનંદન, દુષ્ટ નીકંદન,
મુનિ મન રંજન, મય ભીડ ભંજન,
અમૃત અંજન, જય જગ વંદન.
વિસારે કેમ ? રાઘવ રામ—ભજીલે૦

સરલ શ્રીરામ, વિરલ શ્રીરામ,
જીવન પ્રિય રામ, શ્રીગુરૂ રામ,
સુખમાં આરામ, દુઃખમાં વિરામ,
હૃદયે રહેજો એ શ્રીરામ—ભજીલે૦

## સનમને !

મમ નેત્ર રૂપી રત્નમાં, મમ હૃદયના ધબકારમાં;
મમ રક્તમાંહિ રેલતી, તું એક એકજ તુંજ છે.

મુજના સહુ વિચારમાં, મુજના સહુ આચારમાં;
મુજના સુખદ વ્યવહારમાં, તું એક એકજ તુંજ છે.

હું ધ્યાન જ્યહાં પ્રભુનું ધરૂં ત્યહાં તુંજ આવી ખડી થતી;
મ્હારા હૃદયની મૂર્ત્તિ બસ, તું એક એકજ તુંજ છે.
મુજ વિત્તમાં, મુજ ચિત્તમાં, મુજ સ્નેહીમાં મુજ વૈરીમાં;
મુજ તાનમાં, મુજ ગાનમાં, તું એક એકજ તુંજ છે.
તું ભોમમાં, તું વ્યોમમાં, તું તારલાના ગુચ્છમાં;
દશદિશમાં સભરે ભરી, તું એક એકજ તુંજ છે.
ત્રિલોક કેરા રાજ્યની, દરકાર મ્હારે તો નથી;
મ્હારા હૃદયમાં એકલી, જો એક એકજ તુંજ છે.

## મઢૂલી અનાથની.

મઢૂલી અનાથની હોરાજ !
પધારો મોંઘેરા મ્હેમાનો:
મઢૂલી અનાથની હોરાજ !
લેવા, દેવા, અમૂલા લ્હાવો:
મઢૂલી અનાથની હોરાજ!
આતિથ્યે હૈડાં પાથરશું:
મઢૂલી અનાથની હોરાજ !
ભાવે ભોજન સાદાં ધરશું:
બાળો અનાથનાં હો રાજ !
ઇચ્છે આપ તણી આશિષો:
બાળો અનાથનાં હો રાજ!

નામે આપ ચરણમાં શિર્ષો:
બાળો અનાથનાં હો રાજ!
દૃષ્ટિ એક દયાની કરજો:
બાળો અનાથનાં હો રાજ!
દયાની સરિતાએ સંચરજો:
આશ્રમ અનાથનો હો રાજ!
પ્રભુજી કેરો સદાય વાસો:
આશ્રમ અનાથને હો રાજ!
દીન દુઃખિયાંને પ્રભુ દિલાસો:
આશ્રમ અનાથનો હો રાજ!
હૈડાં થનગન થનગન નાચે:
આશ્રમ અનાથનાં હો રાજ!
માનવના મેળાવે રાચે:
બાળો અનાથનાં હો રાજ!
ભારત કેરા વીર સંતાનો:
ભલે અમ આશ્રમે હો રાજ!
કરી અમ ઉન્નતિ દઇને દાનો:
પધારો આશ્રમે હો રાજ!
આપણ એક પિતાના પુત્રો:
મળ્યા એક માંડવે હો રાજ!
એ અમ પૂણ્ય ભૂમિનાં સૂત્રો:
આજે ખરાં પડ્યાં હો રાજ!
પધારો મોંઘેરા મ્હેમાનો!
આશ્રમ અનાથને હો રાજ!

## રોનારાંને !

અયે આલમતણા લોકો ! રડો છો વ્યર્થ આ શાને ?
જુદાઈ જીન્દગી ભરની, તહમો નીચે હું અસ્માને.
અમારી જીન્દગી સુધી, તહમોને ના હતી પરવા;
હવે નાહક બધાં આવી, ભીંજાવો ખાક શું કરવા ?
હમારા વસ્લના જામો, તહમોને ઝહેર સમ લાગ્યા;
હમારા ખુનના જામો, ભરી પીતાં નહિં થાક્યા.
સુની ભસ્મો અમારી એ, સ્મશાને છો પડી રહેતી;
ઉડે આલમ બધામાં છો, નહિ તહમને હવે નડતી.
હતો સમ્બન્ધ જ્યહાં સુધી, હતી આ દેહ માયાવી;
હવે સમ્બન્ધ એ છૂટયો, છૂટયો સંસાર માયાવી.
પુર્યુંતું પીંજરે પંખી, જીગર કચરી બિચારાનું;
તુટયું એ પીંજરૂં છૂટયું, રઝળવાને બિયાબાને.
મુકદ્દરમાં હતું તેવું, બન્યું ના, ના હવે રડશો;
તહમારી ખોટી બાજીથી, હવે ના, ના કદિ ઠગશો
હવે ના વેરશો પુષ્પો, અમારી કબ્રપર આવી;
હવેના સારશો અશ્રુ, અમારી ખાકપર આવી.

## પુરાણું પાટણ.

ઓ પાટણ પુરાણુ ! તુજના હાલજ કેવા ?
નીરખું નયણે આજ, દેવ વિણ મંદિર જેવા !
પ્રાચીનતાની ઝળક, આજ નવ તુજમાં દેખું;
પાટણ તુજમાં ફરક, અતિશય આજે પેખું.

ઇતિહાસમાં લેખ, લખાણા ઉજળા ત્હારા;
લીધો શાને ભેખ, ગૃહી કાં હસ્તે માળા ?
અરે ! ગયા વનરાજ, અને સિદ્ધરાજ જ ચાલી ?
આજે ખાવા ધાય, સુનાં ખંડેરા ખાલી !
આ કાળીનો કોટ, અડગ ઉભો છે કેવો ?
જયશિખરના સુત, કેશરી હિમ્મત જેવો.
આ પ્રાચીન તુજ દુર્ગ, ગગન સહ વાતો કરતા;
હતા એકદા જ્યહાંહીં, વીરોના પડધા પડતા.
આજે સુના સ્મશાન, સમા ઊભા છે કેવા ?
પડયા આખડયા કયાંઈ, છતાં જેવા ને તેવા.
અહિંયાં અતિ સંગ્રામ, હતા મંડાણા પૂર્વે;
આ પગલાં ને રક્ત, વીરોનાં શોભે હજુએ.
સહસ્રલિંગ તળાવ ! વાવ રાણીની આંહી;
પડયાં હાડને ચામ, નામ નિશાનજ માંહી.
આ દામોદર કુવો ! પવિત્ર પૂર્વે લેખાતો;
અરે ! કિન્તુ અવનતિ મહીં આજે દેખાતો.
આ ત્હારા ભંડાર ! ભર્યા ઊધેઇ ખાશે;
અણમુલ પ્રાચીન શાખ, ભોંયની ભોંમાં રહેશે !
નીરખિ તુજની દશા, દાહ અંતરમાં ઊઠે;
નયણે ટપકે નીર, વીરોનાં સ્મરણાં છૂટે.
ઓ પાટણ પુરાણ ! બન્યું આ સર્વે શાને ?
ઊકેલ ત્હારા ગૂઢ, ભેદ ભરમોને આજે.
"સાંભળ મનુજ કુમાર ! મુજની કથની તું તો;
"બન્યા કેમ બેહાલ, કહીશ સંક્ષિપ્તે હું તો.

"પતિ પુત્રનાં મર્ણ, નિહાળી રાણકદેવી;
"પડી સિદ્ધને ચર્ણ, જુઓ, છે હૈયા સુની.
"નયણે અશ્રુ ભર્યાં, શિયળની રક્ષા કાજે;
"યાચે જસમાં ઓડ, બની લજ્જાશીળ લાજે.
"માધવ કેરી નાર, કરણઘેલાને વિનવે;
"છતાં ન છોડે રાય, પાન્થ ! એ તે શું સુચવે ?
"જે ભૂમિમાં નાર, પારકી દુઃખજ પામે;
તે ભૂમિનાં પાપ, કહે પન્થિ ! શે વામે ?"

## ભારતીય તારો.

આર્યાવર્તના તારલા,
તુજ મોંઘેરો ચમકાર;
ચમકયો ઝાઝા વર્ષને,
પ્રકટયો દિવ્ય પ્રકાશ.
દિવ્ય રશ્મિ પ્રકાશની,
ચમકી ઠારોઠાર;
હિંદ અને ઈંગ્લંડમાં,
જેનો જય જયકાર.
રાજા પ્રજા ઉભય તણા,
પ્રિય, ઓ ! મોંઘા બાળ !
ભરતભૂમિ સમ જનનીની,
લીધિ ત્હેં સંભાળ.
અમ મોંઘેરા વીરનો,
અમૂલ્ય જીવન પ્રવાહ;
વૃદ્ધિગત થાઓ સદા,
યાચું જગદાધાર.

## કોયલને.

વીણા મધુરી ત્હારી વાય છે; કોયલડી કાળી!
વિરહીનાં ચિતડાં વિંધાય છે. કોયલડી કાળી!

આમ્રકુંજોમાં ફરતી, ટહુકા તું મીઠા કરતી;
કુહુકારે દિલડું લોભાય છે. કોયલડી કાળી!

ગીતલડાં તુજનાં મધુરાં, બનાવે મનુજો ઘેલાં;
રસિયાં હૈડે રસ છંટાય છે. કોયલડી કાળી!

મચાવે રસની હેલિ, કાળી કોકિલા ઘેલી;
આંબલિઆ ડાળે તું લપાય છે. કોયલડી કાળી!

વિયોગીને પ્રજાળે, બળતાંને તું અતિ બાળે;
એ પાપે કાળી શું દેખાય છે? કોયલડી કાળી!

વસંત વસંતે ભમતી, આવે તું ટહુકા કરતી;
ફરતી નમતિ રમતી તું જાય છે. કોયલડી કાળી

## એકસ્મરણ.

સીસોદીઆનાં શર સહુ:
ખૂટી પડયાં.
એ રણુ મહીં!

તુંવારની તલ્વારના:
ટૂકડા થયા.
એ રણુ મહીં!

ઝાલા તણા ભાલા ગયા:
ભાગી બધા.
એ રણ મહીં !
સલુંબરાનાં શસ્ત્ર શોધ્યાં:
ના મળ્યાં.
એ રણ મહીં !
શૂરા સહસ્ત્ર બાવીસ સૂતા:
ના ઊઠયા.
એ રણ મહીં !
ભારત તણા ભૂતકાળના:
સુભટો ખપ્યા.
એ રણ મહીં !
પ્રખ્યાત બાપાવંશનું:
કુળ ઉજ્વળ્યું.
એ રણ મહીં !
શૂરવંશી ટેકી પ્રતાપનું:
શીશ ના નમ્યું.
જીવિત સુધી !

## અભ્યર્થના

વિજય વિજય અમ ભૂપ જ્યોર્જનો,
સામ્પ્રત યુદ્ધમાં થાઓ રી...
દુશ્મન દળપર હિન્દ, બ્રિટનને,
હે પ્રભુ ! વિજય અપાવો રી...

ન્યાય, ધર્મ, ને સત્ય કાજે છે,
જ્હેઓ રણે સિધાવ્યા રી......
સિંહ સમા વીર બ્રિટન તનુઓ,
સંગ હિન્દ વીર ધાયા રી......
ઘોર ભયે લખ માનવ મરતાં,
પશ્ચિમ ભોમાં આજે રી......
અટકાવા એ પાપ પ્રગતિને,
હે પ્રભુ! સ્હાય તું થાજે રી......
દુશ્મન બળ સહુ અબળ બનોએ,
હિન્દીઓ સહુ પ્રાર્થે રી......
જય જય જય અમ ભૂપનો થાઓ,
'સીયારામ' એ વાંચ્છે રી......

## કાનુડાને!

બજાવી બાંસુરી ઘેલી, અમારા કાનુડે કાળે;
બનાવી જગતને ઘેલી, અમારા કાનુડે કાળે.
ભરી ગેબી ગહન મંત્રો, બજાવી બાંસુરી રૂડી;
બનાવ્યા મસ્ત એ નાદે, અમારા કાનુડે કાળે.
બની'તી મસ્ત બંસીથી, સહુ વ્રિજગામની નારી;
બનાવી મુગ્ધ આલમને, અમારા કાનુડે કાળે.
રહી આલમ તણી વચ્ચે, મધુરાં ગાન લલકારી;
જગાવી ધુનકો ગેબી, અમારા કાનુડે કાળે.

બજાવી બાંસુરી રૂડી, રેલાવી નાદ દશ દીશે;
પઢાવ્યા પાઠ આલમને, અમારા કાનુડે કાળે.
જગતની વ્યર્થ જંજાળો, તણી જાળો દઇ કાપી;
બતાવ્યો પંથ આલમને, અમારા કાનુડે કાળે.
"અમીરો વા ગરીબોને, ગણો ઊંચા નહીં નીચા;"
જહાંમાં મંત્ર એ મૂક્યો, અમારા કાનુડે કાળે.
જગત્ ઉદધિ તરંગોમાં, **ગીતા** સમ નાવ ઝોકાવ્યું;
બની નાવિક આલમનો, અમારા કાનુડે કાળે.

## વ્હાલાંને !

જવનિકા ઊષા ઊઘાડે,
નવલ વર્ષને નવલે વ્હાણે;
મોંઘેરા મન ગમતે ટાણે:
આવો વ્હાલાંઓ !

નુતન વર્ષને નૌતમ દહાડે,
માનવના મોંઘા મેળાવે;
નવલ સુમનથી 'સીય' વધાવે:
વ્હાલાંઓ ત્હમને !

હૈડાંઓ આનંદે વ્હેજો,
નવલ વર્ષ કલ્લોલે રે'જો;
હૈયાના રસ લેજો દેજો:
વ્હાલાંઓ સર્વે !

પ્રાચીન નવલતાના સ્થંભે,
બાંધેલા ચારૂ હિન્ડોળે;
વ્હાલાંઓ ઝુલો રસ છોળે:
આશિષ વ્હાલાંને !

રસભીનાં રસિયાં વ્હાલાં હો !
આ ચારૂ ઉધાને આવો;
વ્હાલપના લેવા મધુ લ્હાવો:
વ્હાલાં વ્હાલાંઓ !

## વીરપૂજા.

આજે પૂજન દાદા તણાં, અમ દેશ માંહી આદર્યાં,
સેવા અને સામગ્રીમાં, અમ હેત હૈયાં પાથર્યાં.

સાધન અધૂરાં છે છતાં, પૂજન અમે તો આદર્યાં;
સાધન અધૂરાં છો રહ્યાં, હૈયાં પૂરા પ્રેમે ભર્યાં.

**સ્વદેશ ભક્તિ** રક્તથી, જ્હેની રગેરગ છે ભરી;
એ પરમ પુનિત વીરની, પૂજા અમે છે આદરી.

નિજ દેશ કેરા હિતમાં, નિજ હિતને જ્હેણે ગણ્યું;
મોંઘા અમૂલા વીરનું, પૂજન અમે છે આદર્યું.

જે હૃદય રાચ્યું સર્વદા, કાર્યો કરી પરહિતનાં;
એ દિવ્ય, ચારૂ, હૃદયને, પ્રેમે અમે અહિં પૂજતા.

ઓ સંત ! રૂષિ ! મહર્ષિઓ ! આવો તમે અમ મંડપે;
“**દિર્ઘાયુ ભવ**” આશિષ ધો, જ્યહાં આદર્યું પૂજન અમે.

સતિઓ સહુ ભારતતણી ! રહી સ્વર્ગથી નિહાળજો;
પુષ્પે ભર્યા શુભ થાળ તમ, દાદા પરે વરસાવજો.
ભારત તણા ભાવિક જનો, આવો સહુ યુથે મળી;
નામો સહુ વીર ચર્ણમાં, નમતાં હૃદય, શિર્ષો લળી.
બ્હેનાં ! દુહિતા ! દેવિઓ ! કુમકુમ ભરી થાળો ગ્રહી;
કુમકુમ ઉડાડો મંડપે, જ્યહાં આદરી પૂજન વીધિ.

## દિવ્ય રાસ.

એ......શરદ રાત્રિ ખીલિ છે સોહામણી,
કે ભવ્ય ચન્દ્રિકા ખીલિ છે રળિઆમણી;
બ્હેનાં ! રાસે રમો, વિભુને ગમો. ધ્રુવ.

ઊંચે નભમાં પ્રકાશે રૂડો ચંદ્ર છે,
આત્મકુંજે પ્રકટિયો આનંદ છે; બ્હેનાં !૦

ગગનપટમાં વેરાયા શુચિતારલા,
હૃદયપટમાં પ્રકટાવો દિવ્યભવ્યતા; બ્હેનાં !૦

નભે વિદ્યુત પ્રકાશ દિસે રેલતા,
હૃદયકુંજમાં છે પ્રાણ પ્રભુ ખેલતા; બ્હેનાં !૦

નભે સોહિ રહ્યાં છે અમિ બિન્દુડાં,
આત્મકુંજે છે અમૃત આંસુડાં; બ્હેનાં !૦

નભે ગંગા વહે છે સુધા શ્રાવિની,
અમ કુંજે યમુના સલિલ પાવિની; બ્હેનાં !૦

ઊંચે નભમાં છે પ્રભુજી વિરાજતા,
આત્મકુંજે છે અંશ રૂપે વ્યાપતા; બ્હેનાં !૦
ઊંચે નભમાં અગણ્ છે દેવતા,
અમકુંજે અગણ્ મનુજ ખેલતા; બ્હેનાં !૦
ઊંચે નભમાં છે દેવિઓ વિરાજતી,
અમકુંજે છે ગૃહદેવિ મ્હાલતી; બ્હેનાં !૦
ઊંચે આકાશે ઘેરી ઘેરી વાદળી,
આત્મકુંજે છે સ્નેહ સરિતા ભરી; બ્હેનાં !૦
ઊંચા આકાશે દેવતાના વાસ છે,
અમકુંજે મનુજના નિવાસ છે; બ્હેનાં !૦
ઊંચ આકાશે તારલાની અંજલિ,
મમકુંજે **પ્રસુન** કેરી **અંજલિ**; બ્હેનાં !૦
ભાઇ! બ્હેનાં! પધારો યૂથે મળી,
અર્પું સ્નેહે મધુર **પ્રસુન અંજલિ.** બ્હેનાં !૦

## શ્રીમંતને અભિનન્દન.

(૧)

આવો પધારો, રાજદંપતિ, હર્ષથી અભિનન્દિયે,
બ્રહ્મભટ્ટ ગુર્જર પ્રાન્તના, લળતા હ્રદયથી વન્દિયે;
વીરક્ષેત્રના ઓચળતારક ! અચળ તમ કીર્ત્તિ રહો,
ને શાન્ત ! દાન્ત ! સુધીર ! વીર ! દાનાં હ્રદયને દાખવો.

(૨)

હે રાય ! કીધાં કાર્ય, અણમૂલાં અધિકાં જગતમાં
ભૂમંડળે કરી સ્થાપિયાં, વટ હિન્દ બીજા ઇન્દુશાં,
સુકાન ચલવી શુભ પંથે, કીર્ત્તિ સ્થાપી ભોમમાં;
વિશ્રામ સ્થાપો જગતમાં, દુઃખિયાં જનોની કોમમાં.

(૩)

જે કોમ તો ભૂતકાળમાં, દરબારગૃહમાં શોભતી;
વિધિ ચક્રમાં સપડાઇ આજે, રાય ! પામી અવનતી;
નરેન્દ્ર ! આપ ઉદ્ધારશો, આશા ઊંડી અમ અંતરે;
વીરેન્દ્ર ! ઓ સુખકેન્દ્ર ! નિરખી, આજ હૈડાં ઉછળે.

(૪)

નૃપેન્દ્રછોજી વીરેન્દ્ર છો, સુખ ઇન્દ્ર છો કુલ ચન્દ્ર છો,
મૃત પ્રાય સમ પડિયા અમો, જીવન સુધા કંઇ છાંટશો ?
ઉદ્ધારવા આખી પ્રજાને, યત્ન આરંભ્યા ઘણા,
ઉદ્ધારવા આ કોમને, રાખો રૂડાં સંભારણાં.

(૫)

સ્થાપો કંઇ વૃતિ છાત્રની, આપો રૂડાં નવલ્હાણુને;
આશા અનેરી પૂર્ણ કરશો, અંતરે અભિલાષ એ;
વિદ્યા તણી જ્યોતિ જગાવો, રાયજી ! અમ જ્ઞાતિમાં,
રાજેન્દ્ર ! રૂડા ! રાખજો, સીયરામ વિનતિ હ્રદયમાં.

# કૃષિકારને !

કૃષિકાર અહો !
જગતાત અહો !
જગ કાજ ઉદાર અતિ બનતો;
જગ કાજ અતિ દુઃખડાં સહતો
શિળવાન અહો !
ગુણવાન અહો !
સ્થૂલ દુઃખમહીં રૂડું સુખ લહે;
શીત, ગ્રીષ્મ અને વર્ષા તું સહે.
ધનવાન અહો !
અન્નવાન અહો !
તુજ મ્હેનતનું ધનધાન્ય ખરે;
જગને મુખડે :વીર તુંજ ધરે.
પશુપાળ અહો !
પ્રભુબાળ અહો !
તુજ આત્મસમાં પશુને ગણુતો;
§પ્રભુબાળ સમાં કૃત્ય આચરતો;
*કર્મયોગી અહો !

---

§ आत्मवत् सर्व भूतेषु એ પ્રભુપ્રણિત મહાન વાક્યને યથાર્થ એકલો ખેડુતજ સમજ્યો છે, માટેજ તે પ્રભુનો બાળક છે.

* संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥
( ગીતા અ. ૫ શ્લો. ૨. )

શુદ્ધ યોગી અહો!
જગમાંહિ ઉદાર તું એકજ છે;
તુજ દૃષ્ટિ વિશાળ ત્હને ધન્ય છે.
દિર્ઘાયુ રહો !
કૃષિકાર અહો !

## તત્રભવાન સમ્રાટને !

વિભુ ! અમપર અચળ રાખો, અમારા પાંચમા રાજા !
વિમળતા સર્વપર સ્થાપો, અમારા જ્યોર્જ મહારાજા !
પ્રજાના માનીતા રાજા, પ્રજાની આશિષો પામો;
પ્રજાનું હિત ધરી હૈડે, પ્રજાનાં દુઃખડાં વામો.
પિતાના રાહમાં ચાલી, વધારો સંપ સહુ ઠામે;
પ્રજાને પુત્રવત્ પાળી, જમાવો જુગમાં નામ.
ત્હમે છો રાજના આદર્શ, પ્રજાની દિવ્ય છો આશા;
ત્હમે છો સ્નેહના સીંધુ, અખંડ રે'શો છે ચીરાશા.
અમારી ભૂમિની કીર્તિ, અમારા દેશના દૈવત;
સદાએ આપની પ્રીતિ, ચહે છે હિન્દની રૈયત.
બ્રિટાન્યા, હિન્દ દેવી છે, વડેરા રાજ્યની પક્ષો;
ઉભયને પુત્રવત્ પાળી, મહારાજા ત્હમે રક્ષો.
વિદ્યા હુન્નર કળા અર્પો, અમારા હિન્દને રાજા !
સંદેશા સ્નેહના સારા, સદાએ હિન્દપર રાજા !
અમારાં રાણી મેરીને, અમારા રાજપુત્રોને;
પ્રભો ! સહુને અમર રાખો, વળી મહારાજ્ય મિત્રોને.
અમે સહુ હિન્દના બાળો, પ્રભુને યાચીએ પ્રીતે;
અમારા ભૂપને અર્પો, અધિક સામર્થ્ય નીત નીત્યે.

# ભારતના બહાદૂર પુત્રોને કંઠે!

ભારત તણા ભડવીર સર્વે, આજ ઝુઝો શૌર્યથી,
પ્રાચીન કીર્ત્તિ ઉજ્વળી તમ, આજ દાખો ધૈર્યથી;
ઇતિહાસ કેરા પૃષ્ટમાં, તમ વંશ કેરી નામના,
પ્રકટી રહી દિગંતમાં, વંશજ તમે એ રક્તના.

તલ્વાર તમ ચમકાવજો:
દુશ્મન હિલો થડકાવજો!

સૂર્ય કેરા વંશના શૂરા અહો સરદાર સહુ!
રાઠોડકુળતિલકમણી! તમ રક્તમાં રજમો બહુ;
પંજાબી, શીખ, ગુરખા અને શૂરવીર વીરો હિન્દના,
રણાંગણે ખેલો, ઝૂમો, બહાદૂર યોદ્ધા હિન્દના!

બ્રિટન કુમારો સંગમાં:
દાખો બહુ બળ જંગમાં!

અર્જુન, કર્ણ ને રામસમ, બાણાવળીના વંશજો!
ભડવીર ભીમ, પ્રતાપી, વિક્રમ વંશના વીર તનુજ હો!
તમ અટલ હિમ્મત, ઉગ્ર શોણિત, શત્રુ સંગે દાખવી,
જય જય કરો વિદેશમાં, પ્રકટાવી કીર્તિ ઉજ્વળી.

યૂરોપના ઇતિહાસમાં:
રાખો અખંડિત નામના!

જે સત્ય, ન્યાય ને ધર્મ કાજે, યુદ્ધમાં છે ઉતર્યા,
બહાદૂર બ્રિટન બાળ કુમકે, હિન્દ પુત્રો સંચર્યા;
કીર્ત્તિ ઉજાળો હિન્દની, ભક્તિ બતાવો હિન્દીની,

ઈંગ્લાંડ કેરા હ્રદયમાં, જે રહી શકે ચિરંજીવી.

તનુ બ્રિટન, હિન્દી બ્હેનનાં:
અતિ જોમ દાખો જંગમાં !

## મહદ્ પુજન.

અમોએ આદર્યું પૂજન, અરે ઓ હિન્દના દાદા !
અમોને વ્હાલું એ પૂજન, અરે ઓ હિન્દના દાદા !
હતી તિમીરમય રાત્રિ, અરૂણુ શા દેશ ઉદયના;
પ્રકટીયા પૂર્વમાં રૂડા, અમારા હિન્દના દાદા !
સહીને સંકટો ઝાઝાં, મુકીને સુખડાં આઘાં;
અડગ રહી કાર્ય બહુ કીધાં, અરે ઓ હિન્દના દાદા !
હતા હનુમાનના હ્રદયે, અને રોમે વસેલા રામ;
ત્હમારા હ્રદયને રોમે, અમારો દેશ ઓ દાદા !
અતિ અજ્ઞાન અંધારે, હતો ભારત બધેર ઘોર્યો;
ફરી ફરી દેશ ઢંઢોળ્યો, અરે ઓ હિન્દના દાદા !
પ્રભુ જન્મે યુગે યુગે, અબળને રક્ષવા કાજે;
અમોને રક્ષવા કાજે, ત્હમારો જન્મ ઓ દાદા !
સહુ હિન્દી તણાં હૈડાં, વિલસતાં હર્ષથી આજે;
અને આશિષ એ અર્પે, ચિરંજીવી થજો દાદા !
પ્રભુ તું રક્ષજે દાદા, વયોવૃદ્ધ હિન્દના દાદા !
રહો કુશળ ત્હમે દાદા, સદા સાદા અગે દાદા !

## પુષ્પમાળ.

પધારો ગુર્જરી* બન્ધુ, સ્વીકારો પુષ્પની માળા;
પરોવી પ્રેમને તંતુ, સુમનની આ મધુમાળા.

---

* ગુજરાતી ભાષા બોલનાર

અનેરા રમ્ય ઉદ્યાને, અનેરા છોડ પુષ્પોના;
અનેરા કુંજમાં ઉગ્યા, અનેરી છે ગુંથી માળા.

રસિક ભૃંગો રસીલી, કુંજમાં આવો અને ગુંજો;
પીઓ સુધા રસીલીને, સ્વીકારો પુષ્પની માળા.

અમોલાં પુષ્પની માળા, મધુરાં પુષ્પની માળા;
સ્ત્રવેલાં રસિક હૈડાંથી, સુધા ભીની મૃદુમાળા.

પરિમલ અર્પતાં ચારૂ, પ્રફુલ્લિત પુષ્પની માળા;
પ્રથમ અતિથ્યમાં અર્પું, સલુણાં પુષ્પની માળા.

## ફાલ્ગુનોત્સવ.

આવો યુથે મળો બ્હેનાં !
ગૃહો પિચકારી નિજ હાથે;
ભરો રસ સ્નેહથી બ્હેનાં !
ભિંજાવો નાથ સહુ સાથે.
છાંટો સહુ સ્નેહથી બ્હેનાં !
વ્હાલાને પ્રેમ પિચકારી;
મૃદુ હસ્તે મૃદુલ બ્હેનાં !
ઉડાડો સ્નેહનાં વારિ.
ખેલાવો ફાગ સહુ બ્હેનાં !
રોજો રસમાંહિં વ્હાલાને;
કરો ગરકાવ ઓ બ્હેનાં !
રસિક રસમાંહિં વ્હાલાને.

હૃદય કુંજે અહો મ્હેનાં !
　　　　પ્રતિમા દેવની ધારો;
બનીને દેવ રૂપ મ્હેનાં !
　　　　કરોને ધન્ય જન્મારો.

*

ઝીલીને સ્નેહને ઝરણે, નિરૂપાય થઇ ગયો;
ઘેરાઈ અબળા યુથે, સબળ સ્વામી ઉભો રહ્યો.

## કુઉઉઉ.

કાળી કોયલ બોલે; કુઉઉઉ !
આંબલીઆની ડાળે. કુઉઉઉ !
વનવગડો ગજાવે; કુઉઉઉ !
અમી ટહુકા રેલાવે. કુઉઉઉ !
ગહન ગીત લલકારે; કુઉઉઉ !
વસંતને સત્કારે. કુઉઉઉ !
મંજરીમાંહી છુપાતી; કુઉઉઉ
ડાળે ડાળ લપાતી. કુઉઉઉ !
શ્રવણ પથે રસ રેડે; કુઉઉઉ !
દુ:ખડાં સર્વે ફેડે. કુઉઉઉ !
કોયલ તુજને જાણી; કુઉઉઉ !
વસંતની પટરાણી. કુઉઉઉ !

## વિદાય.

હવે ના રોકશો બાપુ ! હવે ના શોધશો બાપુ !
ન અશ્રુ સારશો બાપુ ! અમે જાશું અમે જાશું.

ત્હમારા શુન્ય સંસારે, હવે ના પ્રેમ કાંઇ છે;
રહેવું પ્રેમવીણ શાને ? અમે જાશું અમે જાશું.
હવે ના ખેંચશો આંખો, ગમનની મુજ દિશાએ;
હવે ના ભાળશો કોંદિ, અમે જાશું અમે જાશું.
ભલે રોજો, ભલે રોજો, હૃદય હલકું થવા દેજો;
અમોને વિસરી જાજો, અમે જાશું અમે જાશું.

સગાં સંસારનાં સર્વે, ત્હમારાં લુછશે અશ્રુ;
અને વળી સુખડાં દેશે, અમે જાશું અમે જાશું.
નવામાં લીન તો થઇને, જૂનું સર્વ વિસારીને;
દુઃખી ફીટી સુખી થાજો, અમે જાશું અમે જાશું.
હતું આ કુમળું હૈયું, હતાં આ પ્રેમીલાં નેત્રો;
હવે થાક્યાં હૃદય નેત્રો; અમે જાશું અમે જાશું.

હવે સંસારની કુંજો, ભરેલી દુઃખથી ભાસે;
વનોની રમ્ય કુંજોમાં, હવે જાશું હવે જાશું.
જઇ ગંગા તણે તીરે, મઢૂલિ બાંધશું હાવાં;
ખુદાનાં ગીતડાં ગાવા, હવે જાશું હવે જાશું.
ગીરિની કુહરો માંહિ, બિછાવીશું શીલા રૂડી;
ગજાવાને ગવ્હર બધી એ, હવે જાશું હવે જાશું.

સરિતાનાં મૃદુ ગાનો, મધુરા પંખિના નાદો;
ખુદાના સાદને સુણવા, હવે જાશું હવે જાશું.

## ધન્ય જીવન.

પ્રાર્થે પ્રભુને પતિ કલ્યાણ,
હૃદયે ધરી પતિ કેરૂં ધ્યાન;
હૃદય ખંડે સ્થાપી હૃદયેશ,

ચાલી પૂજવા સતિ પરમેશ.

ગૃહી થાળમાં પૂજન વીધિ,
દક્ષિણ હસ્તે લઇ ફુલ છાબડી;
સૌમ્ય કાન્તિ સતિ સંચરે,
પુણ્ય માર્ગમાં પગલાં ભરે.

નવિનતા નથી અંગે કાંઈ,
હૈડે **પતિ** ભક્તિ ઉભરાય;
રગેરગ **પતિ** પ્રેમ છલકાય,
આર્યોનો એ ધર્મ ગણાય.

પ્રાચીન ધર્મ ધરી અંતરે,
પતિ, પિતાનું શુભજ સ્મરે;
ધરે આજ્ઞા સ્વામિની શીરે,
ધન્ય જીવન એ આર્યા કહે.

## સ્વર્ગ અને સૃષ્ટિ.

બ્રહ્માંડ કેરો, અનેરો માંડવો રચ્યો રે લોલ,
માંહી પંચતત્વ કેરા ચરિ રંગ;
મનુંજ બાંધવોરે લોલ.
આવો એ દિવ્ય જ્ઞાન સાધવારે લોલ. એ ટેક.

ઘેરા ભૂરા નભનો, રૂડો ચંદ્રવોરે લોલ,
હીરા મોતી ટાંકયાં છે અણમોલ;
મનુજ બાંધવોરે લોલ. આવો.

પવિત્ર ચાર ગીરિશાજે, બાંધ્યો ચંદ્રવોરે લોલ,
શશી, ભાસ્કર સમાન, જ્યહાં છે દીપ;
મનુજ બાંધવોરે લોલ. આવો.

નીલી ગંધવતી ફેરી, રૂડી જાજમેરે લોલ,
ગીરી કંદરને વૃક્ષો તણી હાર;
મનુ બાંધવોરે લોલ. આવો.

રૂડી વાંકીચૂંકી સરિતા વહેરે લોલ,
પશુ પંખીઓ ત્યહાં કરે છે કલ્લોલ;
મનુજ બાંધવોરે લોલ. આવો.

રૂડે માંડવે રમે છે, દેવ દેવિઓરે લોલ,
રમે રાસ, અતિ ધરીને ઉલ્લાસ;
મનુજ બાંધવોરે લોલ. આવો

શિવ અને શક્તિ, પ્રથમ ઉદ્ભવ્યાંરે લોલ,
ખેલે માંડવે ને નીપજે બ્રહ્માંડ;
મનુજ બાંધવોરે લોલ. આવો.

ચંદ્રવે બેઠાં દ્વિ મંજુલ બાળુડાંરે લોલ,
પૃથ્વી પટે એનો દિવ્ય ચમકાર;
મનુજ બાંધવોરે લોલ. આવો.

સ્વર્ગીય બાળો રચે સ્વર્ગનેરે લોલ,
મૃત્ય બાળો નિપજાવે, મર્ત્ય લોક;
મનુજ બાંધવોરે લોલ. આવો.

સ્વર્ગલોકતણી કૃતિઓ શોભી રહીરે લો

જેનું મર્ત્ય લોકે અર્પ્યું **વેદ** નામ;
મનુજ બાંધવોરે લોલ; આવો.

સ્વર્ગ લોકને તો, અર્પી સૂક્ષ્મ દ્દષ્ટિ છેરે લોલ;
મર્ત્યલોક મેળવે કરી પ્રયત્ન;
મનુજ બાંધવોરે લોલ: આવો.

રૂડું જ્ઞાન ભર્યું છે, **વેદ** ગ્રંથમાંરે લોલ;
જેને જાણતાં તે, મૃત્યુંજયી થવાય;
મનુજ બાંધવોરે લોલ; આવો.

શિવ અને શક્તિ, દિવ્ય બાળ વ્યોમનાંરે લોલ,
વ્યોમ કેરાં પુરૂષ, પ્રકૃતિ નામ.
મનુજ બાંધવોરે લોલ; આવો.

દિવ્ય બાલુડાંના ભોગ અતિ દિવ્યછેરે લોલ;
મનુજ બાળ કેરા, સ્વાર્થી સહુ ભોગ;
મનુજ બાંધવોરે લોલ; આવો.

**अहं** ભાવ મટી, **सोऽहं** ભાવ જો થશેરે લોલ;
જીવ, શિવ રૂપે પલટાઇ જાય;
મનુજ બાંધવોરે લોલ; આવો.

## ભાવિચક્ર.

આજે હરી તરૂ વાટિકા, જંગલ થઇ કાલે જશે,
સુંદર સલિલ સરિતા વહે જ્યહાં, કાલ ત્યહાં ધૂળ ઉડશે;

હય ગજ તણા ખોંખારને, ધોંધાટ જ્યહાં સેવક તણા,
બીજે દીને થઇ પાય પ્યાદલ, ભીખ તો માગે ઘણા.

સંસારકેરા ચક્રની, ના ખબર કોઇને પડે,
શું નિરખીયું, નિહાળીશું, તે ગુહ્ય ચાવી ના જડે;
રાક્ષસ સમાન કરાલ કાળની, ફાળનો ભય છે જહીં,
શા માટ છોડી ઉચ્ચાટને, શુભ વાટને કરતા નહીં ?

આખર થવું છે ખાક, કે માટી મહીં મળી જાવું છે,
છે રાહ છેલ્લો સર્વ કાજે, મૃત્યુ તો નિર્માયું છે;
અભિમાન છોડી દ્રષ્ટિ જોડી, ઇશ સાથે કાં તમે ?
લેતા નથી જે રાહ સીધો; દુઃખ ટળે પ્રભુને ગમે.

સુમાર્ગમાં ચાલે અહિં, પ્રભુદ્વાર ત્હેને સુખ છે,
કુમાર્ગ પથમાં વિચરેથી, અહીં તહીં અતી દુઃખ છે;
હે ! આર્યબંધુ ! આર્ય દેશે, ઉદ્દ્ભવે અતિ શ્રેય જે,
**તે લાભ સ્વર્ગીય સુખ તણો, ને ઇશકૃપા પામો ત્હમે.**

## ગૃહકુંજ.

ગૃહકુંજ તણી દેવી, કુંજો તમ વિકસાવો;
તમ કુંજે કરીને કલ્લોલ, કુંજો તમ પમરાવો.
સહકાર સમા સ્વામી સંગ, વેલી સમ વળગી રહો;
બાવળ સમ અન્ય સમસ્ત, જાણીને અળગી રહો.
દુઃખી ભારતનાં બાઈ, બ્હેન, સુખી તનમનથી કરો;
ટાળવા દર્દિનાં દર્દ, બ્હેનાં ! કુંજે કુંજે ફરો.

કુંજે કુંજે વિહરો,
ભૂમિ ભારતનો ઉદ્ધાર કરો;
વિહરો, વિચરો;
કીર્ત્તિ તમ ચહુદીશ પમરાવો. ગૃહ.

(૨)

પુષ્પ હૃદય સમું છે ઉધાન, વસંત ખીલવજો સખિ!
પરભૃતીકા બનીને બ્હેન! વસંત ભરો ટહુકે સખિ!

તમ મધુરાં કુંજન બ્હેન! કુંજો સહુ મધુ કરશે,
શીતળ થાશે સહુ પ્રાણ, શાન્તિ ચહુ દિશ ભરશે.

તમ નવલ જીવનની માંહ્ય, પ્રેમાંકુર દિવ્ય ભરજો;
અંકુર પોષી કરી વૃક્ષ, શીળી છાંય વિસ્તરજો.

કોયલડી ગૃહકુંજ તણી,
પતિ હૃદયનું આશ્રય સ્થાન બની;
શાન્તિ અર્પો, મધુતા અર્પો,
પતિ કુંજો મધુર બનાવો. સખિ! પુષ્પ.

## અમારા ધર્મને માટે.

ગજાવીશું બધી આલમ; અમારા ધર્મને માટે.
ધ્રુજાવીશું બધી આલમ. અમારા ધર્મને માટે.
શીરે અતિ સંકટો સહીશું, અરણ્ય કાંતો આથડશું;
છતાંએ યત્ન આદરશું; અમારા ધર્મને માટે.

સૃજ્યા છે ધર્મના વાધ્ધા, વિભૂતી ધર્મની ધારી;
અડગ રહી ચાલશું આગે; અમારા ધર્મને માટે.
અમારો ધર્મ પ્રાચી છે, અમારા મંત્ર છે જૂના;
પૂરાણાં ધૈર્ય ધારીશું અમારા ધર્મને માટે.
ભલે બબડે જનો ઝાઝા, નથી પરવા અમોને તો;
ઉરે નથી અન્ય કંઇ વાંચ્છા; અમારા ધર્મને માટે.
ગૃહીને વેદનાં શસ્ત્રો, અમે બનશું જ સૈનિકો;
બતાવીશું અતિ શૌર્ય; અમારા ધર્મને માટે.
નથી કંઇ દેહની પરવા, નથી ઇચ્છાજ વૈભવની;
ઉરે તો આશ એકજ છે; અમારા ધર્મને માટે.
જીવીશું ધર્મને માટે, મરીશું ધર્મને સાટે;
(બસ.) અમારો મંત્ર એકજ છે. અમારા ધર્મને માટે.

## બન્ધુ મીલન.

ક્ષત્રિ અને યવનો જુઓ, દારૂણ યુધ્ધે તો લડે;
શોણિત કેરાં સલિલમાં શૂરા તણાં શિર્ષો વહે;
બાણો સરરર છૂટીને, હા ! હૃદય વીરનાં ભેદતાં,
સબળ પ્રહારો અસિ તણા, શત્રુ તણાં તન ચ્છેદતાં.
મંહાદેવને અલ્લા તણી, ત્યહાં ગર્જના સંભળાય છે,
શૂરા હૃદયમાં શૂર પ્રકટી, ભીરૂદિલ ગભરાય છે;
ઝાલા તણા ભાલા પડે, શત્રુ શરીરે જોરથી,
સમરાંગણે શીર અર્પવા, ત્યહાં શૂર તો ડરતા નથી.

પત્ની તરૂણી ત્યાગીને, રણક્ષેત્રમાં વીર આવિયા,
હા ! વૃદ્ધ માતાપિતા તજી, ને યુદ્ધમાં ઝંપલાવિયા;
સ્થૂલભૂમિનાં સ્નેહી તજી, પ્રભુ પાસ કંઇ દોડિ ગયા,
ને વિજયમાળારોપતી, યુવતિ તણા તે થૈ રહ્યા.

ધર્મ ખંડ તણી ભૂમિ, વીરોને પ્રકટાવતી,
ભક્ષતી મુખ વિકાસી, ભૂમિ હલદીઘાટની.

ઘેખો આ યવનોતણા દળ મહિં, કો શૂરને દોડતો,
ને આવે અરિ તેહના પથ વિષે, છે તેહને છેદતો;
શૂરાના નયનો મહિં વરસતો, અગ્નિ કરે ભસ્મ સૌ,
લ્હાણી એ નિજની બધે અરપતો, દોડે દિશાએ ચહુ.
વાયુને નિજવામમાં સમવતો, તોખાર શ્વાસે ભર્યો,
છે ઊભો ગજરાજ જ્યહાં યવનનો, તે ત્યહાં જઇને ઠર્યો;
મારી એક છલંગ જોર કરિને, કૂદ્યો અરિ ઉપરે;
ભૂપાળે કરિ જોમ જ્હાંગીર* પરે, ભાલોજ ફેંક્ય ખરે.
હાથી હોદ્દામાં છૂપાયો, રાજપુત્ર ભયે ભર્યો;
ઠાર મ્હાવત એ મૂઓ, ને અશ્વ નીચે ઉતર્યો.

યૂથે યવનના ઘેર્યો નૃપાળ,
ઉગ્ર સ્વરૂપ ધરિયું ભૂપાળે;
શસ્ત્રો ચહુ દિશથી આવી વાગે,
થયા વ્રણો અતિ ના ધૈર્ય ત્યાગે.

* જહાંગીર અથવા સલીમ.

ઝાલારાણાએ નિહાળ્યો, રાજેન્દ્રને આપત્તિમાં;
ધસંતો તે દોડી આવ્યો; મચ્યો હતો સંગ્રામ જ્યહાં.

સમર ભૂમિ તજીને, નાસવાનું કહ્યું ને,
કરગરિ બહુ ત્હેણે, ભૂપને વિનવ્યો જે;
"યદપિ વધુ બળથી, યુદ્ધ આરંભશો જો,
"નકિજ વિજયવંતા, ભૂપ ત્હમે થશો તો."

મૂકુટને રાજછત્ર, ધરિયાં **માને** માનમાં,
પ્રતાપ ચાલિ નીકળ્યો, ને આશ મૂકિ **માન**માં.

મેવાડ કેરો રાજવિ, સંગ્રામ છોડી ચાલિયો,
નિજ ટેક કાજ સમર તજી, જંગલ તણો પથ ઝાલિયો;
ચેતક ચૂકાવી દૃષ્ટિ સહુની, દોડિયો અતિ જોમથી,
દૃષ્ટિ મહિંથી સરી ગયો, ચપળા સરે જેમ વ્યોમથી.
ભૂપાળ ચિંતાએ ભર્યો, નિજ કાજ કાજ હ્રદય મહિં,
વિચારગ્રન્થી ગૂંથતો, છે **માન**ને મૂકયો જહિં.
"રાવળ અરે પ્રખ્યાત **બાપા**, વંશમાંહિં ઉદ્દભવિ,
"નિજ કૂળને છાજે નહિં, અપકીર્ત્તિ એવી મેળવી.
"ભાસ્કર તણા શુચિ વંશમાં, ખદ્યોત સમ હું નિપજ્યો,
"યવનો તણા ભયથી ડરી, શું યુદ્ધ ત્યાગિ ચાલિયો ?"
વિચારની ઘટમાળ એવી, ભૂપ હૃદયે છે ભરી,
જે સમય ચેતક દોડતો, નિજ સ્વામી સંગે બળ કરી.
પાછળ થયો ખખડાટને, પ્રતાપ શું ત્યહાં ભાળતો,

યવનો તણા હરી પ્રાણને, છે રાક્ત આવે દોડતો;
ધાર્યું પ્રતાપે મનમહિં "સ્મરી વ્હેર બન્ધુ પૂર્વનું,
"તત્પર થશે કદિ આ ક્ષણે, કરવા અમંગળ માહરૂં.

" વાળ ભાઈ વૈર ત્હારૂં, હૈડે જે બાલ્યકાળનું;
" મ્લેચ્છો કેરા હસ્તથીતો, ધન્ય તુજને માનું હું.

" લીંમડા કટુ હોય છો, શીતળ છાંયા વીસ્તરે;
" વૈરી છતાં એ છો બન્ધુ, વડિલના પ્રાણજ હરે. "

શુદ્ધ ક્ષાત્ર ભૂપાળ કેરાં, વચન આવાં સાંભળી,
રોમાંચ વ્યાપ્યો અંગમાં, ને હૃદય ઉઠયું ઝણઝણી;
ભૂલી બધો ભૂતકાળ ત્યાં તો, *શક્ત હૈડું રડી ગયું,
ઉન્નત રહેલું શીર આજ, પ્રતાપ ચરણે ઢળી પડયું.

*

ભેટયા વ્હાલ ધરિને, બન્ધુ બન્ને ઘણે દીને આજે;
વૈર ગયા વિસરી સહુ, નિરખી ઘટના કુદરત પણ રાચે.

## અમારા કર્મને માટે.

ડરીશું નહીં અમે કોથી; અમારા કર્મને માટે.
ઝુઝીશું તો અમે સૌથી. અમારા કર્મને માટે.
નથી જીવિતની આશા, નથી મરવા તણી પરવા;
અડગ આ હામ ભીડી છે; અમારા કર્મને માટે.

---

* શક્તસિંહ.

નથી ધન માલની વાંચ્છા, નથી દરકાર દુનિઆની;
સગાંનો સ્નેહ છોડીશું; અમારા કર્મને માટે.

અમારાં જ્ઞાન છે શુચિ, અમારાં કર્મ ચારૂ છે;
ઉરે પણ ધ્યાન એકજ છે; અમારા કર્મને માટે.

ભલે દુનિઆ હશે અમને, નથી પરવા અમોને તો:
નથી કંઇ અંતરે ઇચ્છા; અમારા કર્મને માટે.

સહીશું ટાઢ ને તડકા, સહીશું સુખને દુ:ખો;
છતાં એ કાર્ય તો કરશું; અમારા કર્મને માટે.

ફરીશું જંગલે જંગલ, રખડશું રાન વેરાને;
પરંતુ ધ્યાન નહિં છૂટે; અમારા કર્મને માટે.

નીજાનંદે રહેનારા, નીજાનંદે સદા રહીશું;
હ્રદયમાં એક છે ઇચ્છા; અમારા કર્મને માટે.

## કર્મવીર બન્ધુ ગાંધીને કહે !

ભલે પધાર્યો ભારત માના બાલુડા !
ગુર્જરી અંકે તુજનાં પગલાં ધન્ય જો !
હિન્દીઓનાં હૈડાં હર્ષે ઊછળે:
ધર્મખંડમાં ઉત્સવનો છે દીન જો !
ભલે પધાર્યો ભારત માના બાલુડા !

સંકટનો પ્હેર્યો ત્હેં બન્ધુ અંચળો !
ઝોળીમાં ભરિયાં ત્હેં આલમ નૂરજો !
સુખ, સંપત્તિ સૌ વ્હેંચ્યાં ભારત બાળને:

વ્હોર્યાં સાટે અસહ્ય વીર ત્હેં દુઃખ જો!
ભલે પધાર્યો ભારત માના બાલુડા!

આફ્રિકાના દૂર દેશમાં ઉદ્દભવ્યો:
વીરા! **परित्राणाय साधूनाम्** જો!
દુષ્કૃત્યો નિવાર્યાં બન્ધુ સામટાં;
ભારતનાં દિપાવ્યાં જગમાં નામ જો!
ભલે પધાર્યો ભારત માના બાલુડા!

સંભવ ત્હારો યુગે ને યુગે હજો!
ભારતમાંહિ **धर्म संस्थापनार्थाय** જો!
ઉજળાં ત્હારાં સદ્દચરિત્રો સૌ ઉતરો:
ભારત કેરા હૈડે હૈડા માંહ્ય જો.
ભલે પધાર્યો ભારત માના બાલુડા!

ભારત મૈયા અતિ હર્ષે સત્કારતી,
ગુર્જરી કેરા મોંઘા, અમૂલા, બાળજો!
સૌરાષ્ટ્રી! ઓ સિંહ સમોવડ વીરલા!
રાખી ત્હેં તો હિન્દ, બ્રિટનની લાજ જો!
ભલે પધાર્યો ભારત માના બાલુડા!

## પ્રભુને!

જ્યહાં જ્યહાં હું દૃષ્ટિ ફેરવું, ત્હાં તુંજ તું દેખાય છે;
દશદિશમાં સભરે ભરેલો, તુંજ તું પેખાય છે.

તું ઝાડમાં, તું પ્હાડમાં, તું પાણીમાં, પત્થર વિષે;
તું વેલિમાં ને વાડમાં, પણ તુંજ તું દેખાય છે.

સરિતા અને સરવરમહિં, દરિયાવના મોજાં મહિં;
વાયુ તરંગો સહ ઉછળતો, તુંજ તું દેખાય છે.

ચપળા તણા ચમકારમાં, ગર્જન તણા ગગડાટમાં;
વર્ષાતણા અમિ બિન્દુ મધ્યે, તુંજ તું દેખાય છે.

કેકા તણા કુહુકારમાં, કોકિલ તણા કુહુકારમાં
ખગવૃંદના કલરવ મહિં, પણ તુંજ તું દેખાય છે.

સુમનતણી સુરભિમહિં, ગુલાબના કંટક મહિં;
કેલી કરંતા ભૃંગ યુથે, તુંજ તું દેખાય છે.

ઉષા અને ભાસ્કર મહિં, સન્ધ્યા સલુણીએ ભર્યો;
શુક્લેન્દુને તારકગણોમાં, તુંજ તું દેખાય છે.

તિમીર રૂપે વ્યાપતો, પ્રકાશમધ્ય પ્રકાશતો;
ઇન્દ્રચાપ તણાજ રંગે, તુંજ તું દેખાય છે.

તું સિંહમાં, શિઆળમાં, તું અશ્વ, ગજને ગાયમાં;
કીડી અને લઘુકીટ મધ્યે, તુંજ તું દેખાય છે.

તું રંકમાં, તું રાયમાં, તું વૃદ્ધમાં ને બાળમાં;
યુવાનમાંહિ એક સરખો, તુંજ તું દેખાય છે.

મિત્રો તણા આનન્દમાં, પતિપત્ની કેરા પ્રેમમાં;
સમ્બન્ધી જનના સ્નેહમાં, એક તુંજ તું દેખાય છે.

તલ્વાર કે ખંજર ગ્રહી, દુશ્મન ઉભો હો મારવા;
એ વૈરીના દિલડામહિં, એક તુંજ તું દેખાય છે.

આફત તણો વર્ષા કદી, તૂટી પડે જો સામટા;
એ આફતોના દળ મહિં, પણ તુંજ તું દેખાય છે.

કષ્ટો કઠિન પડવા થકી, આ હ્રદય રડતું હોય જો;
એ મિષ્ટ અશ્રુ મધ્ય મુજને તુંજ તું દેખાય છે.

વ્હાલી સનમના સાથથી, આનન્દ જો રેલી રહે;
આનન્દમાં રેલી રહેલો, તુંજ તું દેખાય છે.

મૃત્યુ તણી અતિ મધુર પક્ષે, સ્વાર થઇને કો જતો;
ઊંડું હ્રદય આલોચતાં, ત્હાં તુંજ તું દેખાય છે.

સ્મશાનના ભડકા મહિં, આનન્દના અવધિ મહિં;
સુખ દુઃખ કેરા દ્વંદ મધ્યે, તુંજ તું દેખાય છે.

તુંજ તું દેખાય છે, ત્હાં તુંજ તું દેખાય છે;
જ્હાં જ્હાં હું દૃષ્ટિ ફેરવું, ત્હાં તુંજ તું દેખાય છે.

## વીરાંગના.

" પ્રિયે ઘેલાં ઘટે ન આવાં, ક્ષાત્ર ધર્મ વિરૂદ્ધનાં,
" જવાદે હઠ તજી વ્હાલી, પ્રસન્ન ચિત્તે યુદ્ધમાં."

*

" વ્હાલા! અતિશય હોંશ છે, તમ સંગ યુધ્ધે આવવા,
" શત્રુ તણાં શીરચ્છેદવાને, ક્ષાત્ર ધર્મ બજાવવા;

" હું તમતણી દાસી અને અર્ધાંગના હું આપની,
" એ અંગ અર્ધું જાય છે, તો દેહ આ શા કામની ?
" મમ હૃદયમાં છે કોડ, રહિને જોડમાં લડવા તણા,
" સ્વામિતણી બની ઢાલ, ઝીલવા ઘાવ સહુ દુશ્મન તણા;

" સમરાંગણે રહિ સાથમાં, લઢશું અગર મરશું સુખે,
" ક્ષત્રી મરે છે યુદ્ધમાં, નામર્દ જન ઘરમાં મરે.
" કેશરભિના ! મમ કંથ, કોડિલા ! આ કોડ પુરા કરો,
" અરિ સૈન્યને સંહારવા, સ્વામિની સંગે સંચરો;

" હું આવવાથી આપના બળમાં નહિં ખામી પડે,
" દુનિઆ બધી છો જાણતી, જંગે શૂરી સ્ત્રીઓ લડે."
" રાણી ! જો સંભળાય છે શર તણા. નાદો અતિશે અહિં,
" મૂકીદો હઠ કામની તમ તણી, આવા પ્રસંગો મહિં;

" ક્ષત્રીઓ જીવતાજ છે જગમહિં, શસ્ત્રો હજુ ઝાલતા,
" ત્યહાં સુધી મધુરાનને ! તમ તમ તણાં, છે કાર્ય ત્યહાંતો જ ના.

" પ્રાર્થો પ્રભુને રહી ગૃહે,
" ઉંડા તમ આત્માના બળે;
" વિજયમાળ અર્પશે હરિ,
" સતિ ! આનન્દે મળશું ફરિ."

દષ્ટાન્તો અધિકાં દઇને, વ્હાલીને સંતોષતો;
સમાધાન કરી પ્રિયાનું, સ્વામિ સંચરતો હવો.

# શકુંતલા અને દુષ્યંત.

ચારૂ આ તરૂ વાટિકા મહિં દિસે, કો યૂથ બાળા તણું,
છે તે માંહિ રૂપાળી એક યુવતિ, લાવણ્ય જ્હેનું ઘણું;
ચાલે મંજુલ ચાલથી તરૂ મહિં, હર્ષિત આનન્દમાં,
ને ઊભી સહકાર ડાળ ધરીને, હાવાં સખી વૃન્દમાં.

હરિણુ કેરૂં વૃન્દકો, ચમકે શિકારી પેખીને,
ચમકી ઊઠી તે સુન્દરી, ત્યમ નવિન કાંઇ દેખીને;
લજ્જા તણા ભાવો ગયા આવીજ ત્હેના મુખપરે,
અતિ અંગમાં સંકોચ થઇને, દેહ ત્હેની થરથરે.

નૃપેન્દ્ર કોઇ નિકળ્યો શિકારે,
જઈ ઉભો કો સરિતા કિનારે;
શિકાર છૂટયો ભૂપ હસ્તમાંથી,
પડયો વિખુટો નિજ સાથીઓથી.

આવી ઊભો એકલડો સાથી વિના,
રઝળી રખડી શિકાર પાછળ ભૂપજે;
ઊપવનમાં વિશ્રામ ખરે લેવા કંઇ,
ત્યાંતો નિરખી રામારૂપ અનૂપજે.

બાળાની જે સ્થિતિ થઇ
સ્હમજી એક સખી તે ગઇ;
વદીઃ "બ્હેન ! તુજને શું થયું ?
"જણાય મન ઉત્કંઠીત થયું."

બોલિ સખીને બાલિકા, નિજના છૂપાવી ભાવને,
" છે કંઇ નહીં. હે બ્હેન ! મ્હારી પુષ્પ લેવા ચાલને;
" ફરિયાં અતિશય બાગમાં તે શ્રમથકી એમજ થયું,
" છે સ્વસ્થ મન મ્હારૂં હવે, તું ચાલ જ્યહાં છે મ્હેં કહ્યું."

છતાં સખીએ સ્હમજી ન જ્યહારે,
શકુન્તલાલને પૂછતીજ ત્યહારે;
" સંકોચ પામે શીદ બ્હેનીં મ્હારી,
" કળી ગઇ છું સ્થિતિ સર્વ ત્હારી.

" અયે સખી ! શૈશવ ત્હેં ગુમાવ્યું,
" પૂરી રીતે યૌવન છે છવાયું;
" ખીલ્યું હવે છે તનુક્ષેત્ર ત્હારૂં,
" અને ચહે અન્યને અર્પવાનું."

શરમાઇ ગઇ બાળા અને બોલી સખીને સ્નેહથી,
" છે સત્ય બ્હેનીં ધારવું તુજ, ખોટું જરીએ તે નથી;
" પવિત્ર ૠષિ આશ્રમ મહીં, મ્હેં કલ્પના ખોટી કરી,
" કર ક્ષમા તું બ્હેન મુજને, ચાલ ઝટ આશ્રમ ભણી."

નૃપે નિહાળ્યું તરૂ વૃંદમાંથી,
પદ્મા સમું યૂથજ કામનિનું;

શિકાર જાતે બનિઓ શિકારી,
બન્યાં અતિ કોમળ નેત્ર કારી.

સખીએ બજાવ્યું સખી કૃત્ય,
આવી નૃપ પાસે ઝટપટ
અહોભાગ્યશાળી નર ત્હમે,
ક્યહાંથી આવ્યા આવા સમે ?

શ્રમે વળ્યો છે અતિ સ્વેદ,
રહો પરોણા અહીં નરેન્દ્ર;
ઇચ્છા હતી તે વૈદે કહ્યું,
નૃપે પણ એવું અનુભવ્યું.

*　　*　　*

ભ્રમણ કરીને આવિયા, આશ્રમ ભણી રૂષિ જ્યહારે,
નીરખીને તે દિવ્ય જોડું, સ્નેહમાંહીં ત્યહારે;
આશિષ અર્પી રૂષિએ, આ વિલમ યુગલ નિહાળીને,
**દીર્ઘાયુ ભવ** સુખમાં ત્હમે, સુસંપ માંહીં ચાલીને.+

---

+ મૂળ વસ્તુ ઉપરથી સમયોચિત ફેરફાર સહિત આ કાવ્ય દોર્યું છે. છેલ્લા કાંડમાં રૂષિએ ત્યહાંજ ત્હેમને જોવાં અને આશીર્વાદ આપવો તે લેખકે ટુંકમાં લાવવા સ્વકલ્પનાથી લખ્યું છે.

# અગાઉથી થએલા ગ્રાહકોની મુબારક નામાવળી.

| સંખ્યા. | | | નામ. | સ્થળ. |
|---|---|---|---|---|
| ૫૦ | રા. રા. | બ્રહ્મભટ્ટ | દામોદર જુગલદાસ | લીંચ |
| ૨૦ | ,, | ,, | વ્રજલાલ દેવસીંગ | માતર |
| ૧૦ | ,, | ,, | ઉજમલાલ હરિભાઇ | પાટણ |
| ૧૦ | ,, | ,, | પુરૂષોત્તમ મુળજીભાઇ | જાસપુર |
| ૧૦ | ,, | ,, | પુરૂષોત્તમ શામળદાસ | માતર |
| ૧૦ | ,, | ,, | અમથાલાલ બહેચરદાસ ડૉકટર | કલોલ |
| ૧૦ | ,, | ,, | ઇશ્વરલાલ ઓધવજી | ગોમતીપુર |
| ૫ | ,, | ,, | રણછોડભાઇ મોતિભાઈ | માતર |
| ૫ | ,, | ,, | છગનલાલ મ્હેતાપસીંગ | ખંભાત |
| ૫ | ,, | ,, | ત્રીભુવનદાસ જીભાઇભાઈ | ,, |
| *૫ | ,, | ,, | ગોવરધનદાસ માધુજી | પાટણ |
| ૫ | ,, | ,, | ડોસાભાઇ મોહનલાલ માસ્તર | કલોલ |
| ૫ | ,, | ,, | છોટાલાલ મોહનલાલ સાકરીઆ | ,, |
| ૫ | એચ. એમ. તત્વદર્શીની કુ. | | | અમદાવાદ |
| ૪ | રા. રા. | બ્રહ્મભટ્ટ | દેવસીંગ મોહનલાલ | દેવડા |
| ૪ | ,, | ,, | વાઘજીભાઇ છત્રસિંહ શર્મા | ઊનાવા |
| *૪ | ,, | ,, | ત્રીભોવનદાસ દેવસીંગજી | પાટણ |
| *૪ | ,, | ,, | હરિલાલ રૂગનાથજી | ,, |
| ૪ | ,, | ,, | મુળજીભાઇ સુરજમલજી | વિરમગામ |
| ૪ | ,, | ,, | જેઠાલાલ કાળિદાસ | ફરાંગી |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | રા. રા. | બ્રહ્મભટ્ટ | પુરૂષોત્તમ દોલતરામ | ચાંપાનેર રોડ |
| ૩ | ,, | ,, | ત્રિભોવનદાસ કાળિદાસ | નડીઆદ |
| ૨ | ,, | ,, | ભાઇલાલ બાપુજી | મુંબાઇ |
| ૨ | ,, | ,, | બાપુલાલ હાથીભાઈ | ,, |
| *૨ | ,, | ,, | ગંભીરભાઈ દયારામજી | પાટણ |
| *૨ | ,, | ,, | કાળીદાસ લલ્લુભાઇ | ,, |
| *૨ | ,, | ,, | છગનલાલ નથુભાઈ શર્મા | ,, |
| *૨ | ,, | ,, | જેસીંગલાલ લાલજીભાઇ | પાલણપુર |
| *૨ | ,, | ,, | છોટાલાલ છગનલાલ | પાટણ |
| ૨ | ,, | ,, | જેઠીસિંહ હમિરસિંહ ઇનામદાર | વિરમગામ |
| ૨ | ,, | ,, | નારાયણ માધુભાઇ | ,, |
| ૨ | ,, | ,, | લલ્લુભાઇ મોતીભાઇ | નાપા |

## રા. રા. બ્રહ્મભટ્ટ કુબેરલાલ અમથાજી તરફથી.

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | રા. રા. | બ્રહ્મભટ્ટ | કુબેરલાલ અમથાજી | બાળક |
| ૨ | ,, | ,, | સતરામદાસ મગનલાલ શર્મા | કરાંચી |
| ૧ | ,, | ,, | લક્ષ્મીદાસ ધીરાભાઇ | ,, |
| ૧ | ,, | ,, | મણિલાલ કાનજીભાઈ | ,, |
| ૧ | ,, | ,, | મણિલાલ ગોવર્ધનદાસ | ,, |
| ૧ | ,, | ,, | મગનલાલ બાથીભાઇ | ,, |
| ૧ | ,, | ,, | છેલાભાઇ પરશુદાસ | ,, |
| ૧ | ,, | ,, | શીવલાલ નરસીભાઇ | ,, |
| ૧ | ,, | ,, | ચુનીલાલ કુબેરદાસ | ,, |
| ૧ | ,, | ,, | મગનલાલ જીજીભાઇ | ,, |
| ૧ | ,, | ,, | કુબેરલાલ દામોદરજી | ,, |
| ૧ | ,, | ,, | જેઠાલાલ મુળજીભાઈ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. બ્રહ્મભટ્ટ પ્રહેલાદરાય શામળભાઇ | કરાંચી |
| ૧ | ,, ,, વાઘજીભાઇ મોહનજી | ,, |
| ૧ | ,, ,, વલ્લભદાસ દતરામજી | ,, |
| ૧ | ,, ચોધરી નાથાજી ડુંગરજી | ,, |
| ૧ | ,, ઠક્કર કલ્યાણજી પુરૂષોત્તમ | ,, |
| ૧ | ,, ,, તોલારામ સુરજી | ,, |
| ૧ | ,, જોશી વિસરામ કુંવરજી | ,, |
| ૧ | ,, ઠક્કર લખમીદાસ મોનજી | ,, |

**રા. રા. બ્રહ્મભટ્ટ જેઠાલાલ કાળિદાસ તરફથી કરાંચી**

| | | |
|---|---|---|
| ૧ | રા. રા. પુરૂષોત્તમ લધાભાઇ | ,, |
| ૧ | ,, રવજીભાઈ ધનજીભાઇ | ,, |
| ૧ | ,, એસ. એલ. મહેતા | ,, |
| ૧ | ,, શંભુલાલ જેઠાભાઇ | ,, |
| ૧ | ,, ખટ્ટુ માનજીભાઇ ચટવાની | ,, |
| ૧ | ,, કોઠારી ખીમજી મોરારજી | ,, |
| ૧ | ,, વિરજી ખીમજીભાઇ | ,, |
| ૧ | ,, શાહ મોહનલાલ અંબાવીદાસ | ,, |
| ૧ | ,, ટોપણદાસ આચુરાંમ | ,, |
| ૧ | ,, ત્રીભોવનદાસ તુલસીદાસ | ,, |
| ૧ | ,, ડાહ્યાલાલ પુંજીરામ શાહ | ,, |
| ૧ | ,, હેમરાજ જાદવજી ગણાત્રા | ,, |
| ૧ | ,, ભગવાનજી શીવજી | ,, |
| ૧ | ,, મણિશંકર કાનજી શેરૂ | ,, |
| ૧ | ,, શીવજી ટોકરશી | ,, |
| ૧ | રા. રા. પીતામ્બરદાસ પુરૂષોતમ | કરાંચી |
| ૧ | ઠાકરશી દેવશી ગણાત્રા | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | દેવચંદ કેશવજી પટેલ | કરાંચી |
| ૧ | ,, | વાલજી જશરાજ કોટક | ,, |
| ૧ | ,, | નંદલાલ ભુદરશી | ,, |
| ૧ | ,, | મુરારજી રતનસી | ,, |
| ૧ | શેઠ | જહાંગીરજી દીનશાજી | ,, |
| ૧ | રા. રા. | તુલસીદાસ મુરારજી | ,, |
| ૧ | ,, | વિઠ્ઠલજી રામજી | ,, |
| ૧ | ,, | જગજીવન દામોદરદાસ ગણાત્રા | ,, |
| ૧ | ,, | શીવજી પ્રાગજીભાઈ જોશી | ,, |
| ૧ | ,, | શીવજી કે. કોટેચા | ,, |
| ૧ | ,, | ગભરૂભાઈ મોહનલાલ | ,, |
| ૧ | ,, | વિરજી લાલજી | ,, |
| ૧ | ,, | કોઠારી ચત્રુભુજ | ,, |
| ૧ | ,, | મોનજી ઠાકરશી | ,, |
| ૧ | ,, | મોનજી ગોવિંદજી | ,, |
| ૧ | ,, | કલ્યાણજી મીઠુ | ,, |
| ૧ | ,, | ગંગારામ કાનજી | ,, |
| ૧ | ,, | હીરજી નરશીભાઇ | ,, |
| ૧ | ,, | કરમશી ધનજીભાઇ | ,, |
| ૧ | ,, | બ્રહ્મભટ્ટ જીભાઇ મોતીભાઇ | મલ–સમીટ(આફ્રીકા) |
| ૧ | ,, | શાહ વનમાળીદાસ ઘેલશાહ | સાદરા |
| ૧ | રા. રા. | જોશી ન્હાનાલાલ છગનલાલ | પ્રાંતિજ |
| ૧ | ,, | બ્રહ્મભટ્ટ છબીલદાસ કચરાજી | કોબા |
| ૩ | ,, | ,, મોહનલાલ લલ્લુભાઇ | હળધરવાસ |
| ૧ | ,, | ,, પી. એમ. શર્મા બરફીવાળા | મુંબાઇ |
| *૧ | ,, | ,, બાપુલાલ લલ્લુભાઈ | પાટણ |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. બ્રહ્મભટ્ટ. | હરગોવિંદ બી. શર્મા | પેટલાદ |
| *૧ | ,, ,, | લાલસીંગ ત્રીકમલાલ | પાટણ |
| *૧ | ,, ,, | મણિલાલ દતરામ | ,, |
| *૧ | ,, ,, | ડાહ્યાભાઇ ઓધવજી | ,, |
| *૧ | ,, ,, | પુરૂષોત્તમ વાઘજીભાઇ શર્મા | ,, |
| ૧ | ,, ,, | લલ્લુભાઈ ભૂધરભાઈ | તારાપુર |
| ૧ | ,, શાહ | મગનલાલ હીરાચંદ | વિરમગામ |
| ૧ | ,, બ્રહ્મભટ્ટ | જેઠાલાલ શામળદાસ | કોટા |
| ૧ | ,, ,, | અંબાલાલ મુળજીભાઇ | ચાડા |
| ૧ | ,, | પુરૂષોતમદાસ કુબેરજી યાજ્ઞિક | પ્રાંતિજ |
| ૧ | ,, | ચુનિલાલ મગનલાલ ભટ્ટ | ,, |
| ૧ | ,, બ્રહ્મભટ્ટ | દામોદર હમિરસિંહ | ,, |
| ૧ | ,, ,, | દેવસિંહ ભાઇબાભાઇ | ,, |
| ૧ | ,, ,, | કાળીદાસ કેશવલાલ | ,, |
| ૧ | ,, ,, | શંકરલાલ જેઠાભાઇ | ,, |
| ૧ | ,, ,, | પુંજીલાલ હરિભાઈ | ,, |
| ૧ | ,, ,, | છગનલાલ શીવલાલ | માંડળ |
| ૧ | ,, | ધનજીભાઇ આર. સાધુ. | પ્રાંતિજ |
| ૧ | રા. રા. બ્રહ્મભટ્ટ | રતિલાલ નરસિંહભાઇ | વિરમગામ |
| ૧ | ,, ,, | ત્રીભોવન કેદારસીંગ. | કડી |
| ૧ | ,, ,, | હરીલાલ બાપુભાઇ વકીલ | ,, |
| ૧ | ,, ,, | ત્રીભોવન કાકુજી | ,, |
| ૧ | ,, ,, | નાથાભાઇ અભેસીંગ | જંબુસર |
| ૧ | ,, ,, | દોલતસીંગ જેઠાભાઇ | ,, |
| ૧ | ,, ,, | પુંજાલાલ જેસીંગભાઈ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | રા. રા. | બ્રહ્મભટ્ટ | છગનલાલ ઝીભાઇ | જંબુસરે |
| ૧ | ,, | ,, | પ્રહેલાદસિંહ હિંમતસિંહ | ,, |
| ૧ | ,, | ,, | હિરાલાલ નાથાલાલ | ,, |
| ૧ | ,, | ,, | પ્રહેલાદજી જેસીંગભાઇ | ખંભાત |

**રા. રા. બ્રહ્મભટ્ટ મોહનલાલ લલ્લુભાઇ તરફથી.**

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ,, | બ્રહ્મભટ્ટ | મોહનલાલ લલ્લુભાઇ | સોજીત્રા |
| ૫ | ,, | શેઠ | મણીલાલ વાડીલાલ કૉન્ટ્રાકટર | મુંબાઈ |
| ૫ | | શેઠ | પાલનજી પેસ્તનજી ખજોતીયા | ,, |
| ૨ | રા. રા. | કવિ | મણિકાન્ત | હળદરવાસ |
| ૨ | ,, | | મંગળદાસ નથુભાઇ ખરીદીયા | મુંબાઈ |
| ૧ | ,, | | વાડીલાલ હરજીવનદાસ શાહ | ,, |
| ૩ | ,, | બ્રહ્મભટ્ટ | મોતીલાલ ગોવીંદજી સીકાઇવાળા | સોજીત્રા |
| ૧ | ,, | ,, | ચુનીલાલ લલ્લુભાઇ | ,, |
| ૧ | ,, | ,, | જેસીંગભાઇ નાથાભાઇ શર્મા | જાસપુર |
| ૧ | ,, | ,, | પ્રહલાદભાઇ જેસીંગભાઇ | ,, |
| ૧ | ,, | ,, | મોહનભાઈ શંકરભાઇ | મહેળાવ |
| ૧ | ,, | ,, | ચંદ્રસીંગ મોહનલાલ | ,, |
| ૧ | ,, | ,, | જેઠાલાલ બાપુજી | જળસણ |
| ૧ | ,, | ,, | કાળીદાસ દામોદરદાસ | સોજીત્રા |
| ૧ | ,, | ,, | મગનલાલ મોતીલાલ શાહ | પેટલાદ |
| ૧ | | | મેસર્સ સદાશીવ ઍન્ડ બ્રધર્સ | મહેળાવ |
| ૧ | રા. રા. | ચોકસી | મણીલાલ ત્રીભોવનદાસ | ,, |
| ૧ | ,, | પટેલ | મોતીભાઇ સોમાભાઇ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | રા. રા. | પટેલ | છોટાભાઇ મથુરભાઇ | મહેળાવ |
| ૧ | ,, | ,, | છોટાભાઇ જીવાભાઇ | નાર |

* આવી નિશાનીવાળાં ગ્રાહકો પાટણ નિવાસી ઉત્સાહી બન્ધુ રા. રા. ઉજમલાલ હરિભાઇએ મેળવી આપ્યાં છે એ શિવાય ખંભાત નિવાસી બન્ધુ રા. રા. પ્રતાપસિંહ મોહનલાલ, દેવડા નિવાસી ઉત્સાહી બન્ધુ રા. રા. દેવસીંગ મોહનલાલ, સોજીત્રા નિવાસી ઉત્સાહી બન્ધુ રા. રા. મોહનલાલ લલ્લુભાઈ અને વિરમગામ નિવાસી બન્ધુ રા. રા. મુળજીભાઇ સુરજમલે મ્હને ગ્રાહક મેળવી આપવામાં યોગ્ય સહાય કરી છે જ્હેમનો આ સ્થળે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**પ્રયોજક.**

શ્રીમાન્ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ શાળા લાયબ્રેરીઓ તથા ઈનામો માટે મંજુર કરેલું
અને
વિદ્વાનોમાં સન્માન પામેલું

# સુખ-કર

નામનું પુસ્તક આપે વાંચ્યું છે ? ન વાંચ્યું હોય તો આજેજ ચાર આનાની પોસ્ટ ટીકીટો બીડી નીચેના સરનામે કર્તાને લખી મંગાવી લ્યો ! હવે ફક્ત થોડી પ્રતો સીલક છે. માટે ઢીલ કરશો તો પસ્તાશો ! ગુજરાતના **શ્રેષ્ટ માસિકપત્રોએ ઉત્તમ અભિપ્રાયો** આપ્યા છે. વળી સજ્જનો કહે છે કે, **સુખકર** પ્રત્યેક ગૃહસ્થાશ્રમીની લાયબ્રેરીમાં હોવુંજ જોઇએ !

## ાતિ વિદ્યાર્થીઓને ખાસ લાભ !

જ્ઞાતિના કોઇપણ વિદ્યાર્થી તરફથી ફક્ત દોઢ આનાની પોષ્ટ ટીકીટો મળેથી સુખ-કર મોકલવામાં આવશે. તેમજ કોઇપણ જ્ઞાતિ હિતચિંતક જ્ઞાતિ વિદ્યાર્થીઓમાં **લ્હાણી કરવા** ઇચ્છતા હશે તો તેમને પણ એજ કીંમતે જોઇતી પ્રતો આપવામાં આવશે. વિશેષ વિગત માટે નીચેને સરનામે લખવું.—

| | |
|---|---|
| આમલીરાન | **છગનલાલ મેતાપભાઇ ખંભાતી** |
| | મેનેજર, |
| **સુરત.** | " બ્રહ્મભટ્ટ-મિત્ર " **સુરત** |

